ગુજરાત આનામાળા સીરીઝ ૩ જી.

નામ થકી રીઝે ફુલણજી, લોભી રીઝે દામે;
તાડી પી ગોલાઓ રીઝે, ગોપી રીઝે શ્યામે.

Gujrati Proverbs.

ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા કહો કેમ કરીએ ગપ્પીજી;
બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.

—Tit Bits—

# રમૂજમાળા-ભાગ ૨ જો.

પ્રયોજક અને પ્રકાશક.
ગોર—અંબાલાલ છગનલાલ બ્હેરા.
શીકા ( સ્ટેટ ઇડર—મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની અને કમલિની, રાણી દુર્ગાવતી સવિતા, સુશિલા, વિગેરેના કર્ત્તા અને કેટલાંક માસીકોના લેખક.

અમદાવાદ
'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં—શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.
વિક્રમાબ્દ ૧૯૭૫. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૧૯.



અ: પૂના બીજી.

કિંમત. } ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બ્હેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓનુ અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વિજયા દશમી.
વડાગામ (મહિકાંઠા)

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
શીકા (સ્ટેટ ઇડર—મહિકાંઠા.)

# હજામની ચતુરાઈ.

नराणांनापिकोधुर्त पक्षिणाचैववायस
पशुनांशृंगालोधूर्त, नारिणां चैवमालिका ॥ १ ॥

પુરૂષોમાં હજામ ધુર્ત્ત હોય છે. પક્ષિમાં કાગડો, પશુમાં શિયાળ અને સ્ત્રિમાં માલણ અથવા ગુણીકા મહા ધુર્ત્ત હોય છે.

---

એક હજામ, મુબઇમાં કેટલાક પારસી, યુરોપિયન, અને સારા સારા ગ્રહસ્થોની હજામત કરતાં, અંગ્રેજી રીતભાતમાં આવી ગયો હતો. મૂળ હજામ ભાઈ? એટલે થોડુ જાણુતો, અને વધારે બતાવતો. જ્યારે તે પોતાના ગામડામાં આવતો ત્યારે તે ખોટુ ખોટુ અંગ્રેજી બોલી રૂવાંબ બેસાડતો ગામના મુખી, મતાદાર તથા બીજા રહેવાશીઓ તેના ખોટા ઠાઠથી અંજાઇ જતા. અને કાંઇક કામમાં તેને પહેલો બોલાવતા આજે કોઇ મોટા સાહેબ ગામની સુખાકારી પૂછવા આવ્યા છે સાહેબ અંગ્રેજી જાણે છે. અને ગામ લોક અંગ્રેજી જાણુતા નથી. એટલે વાતચીત કરવું મુંસ્કીલ હતું. સાહેબે મુખીને પૂછ્યું. ઇધર કોઇ અંગ્રેજી જાનટા હયે ?

મુખીએ જવાબ વાળ્યો. હા સાહેબ ? એક માણુસ મુબઇ રહેલો છે, અને તે અંગ્રેજી સારી રીતે જાણે છે હું હમણાજ તેન બોલાવી મંગાવું છું. ( એમ કહી મૂખીએ હજામને બોલાવવા પટાવાળાને મોકલ્યો. પટાવાળાએ રસ્તે આવતાં હજામને બધી હકીકત નિવેદન કરી. અને કહ્યું જે તમને અંગ્રેજી આવડે છે. અને તમો ઘણા દહાડાથી મુખી મતાદારને અગ્રેજી બોલી બતાવો છો. આજે એક સાહેબ આવ્યા છે. અને તેમની બોલીમાં કોઇ સમજતુ નથી. માટે તમને બોલાવ્યા છે. હજામ આવ્યો, એટલે મૂખીએ પૂછ્યું.

અલ્યા, માલા ? તું તો અમારા ગામનો મેમ્બર છે. આ સાહેબ શું કહે છે ? તેટલું જરા અમને સમજાવ અને અમારી હકીકત સાહેબને નિવેદન કર.

હજામ મૂખીને કહેવા લાગ્યો, મૂખી ? એમાં શી વાત છે. એવા સાહેબોને તો હુ જોસબંધ વાતો કરી શકુ છું. સાહેબે પૂછ્યું—ટુમ અંગ્રેજી જાનટા હય ?

હજામ—Yes યસ–હા.

સાહેબ–How many leaders are there in this Village.

( આ ગામમાં કેટલા આગેવાન ગૃહસ્થો છે ? )

હજામ—નો No ના

સાહેબ—Is there Municipality. ?

( આ ગામમાં મ્યુનિસિપાલીટી છે કે નહિ. )

હજામ—ગુડ good સારૂ.

સાહેબ—School here is not ? નિશાળ છે કે નહિ.

હજામ—કૅટ એન્ડ ડૅાગ cat and dog. બિલાડી ને કૂતરો.

સાહેબ—What is the population of this village.

( આ ગામની વસ્તી કેટલી છે ? )

હજામ—Barber, Knife, Scissor, rezor Beg, lether and Soap.

બાર્બર, કાતર, છરી, અસ્રો,ચામડુ, કોથળી, સાબુ વિગેરે વિગેરે.

સાહેબ—You are fool ( તુ મૂર્ખ છે )

હજામભાઇ—યુ ફુલ You are fooll.

કહેતાંજ સાહેબ એકદમ ખીખઇ ગયો. કે આ મૂર્ખ છે. અને આને કંઇ આવડતું નથી, ને ખોટા રોફ મારે છે. આવો જંગલી

માણસ મ્હારા આગળ કેમ ઉભો કર્યો ? મીજાજ જતાંજ સાહેબે ચાબુક કહાડી હજામભાઇને બે ત્રણ લગાવી દીધા.

મુખી બોલી ઉઠયા. અલ્યા માલા ! એમ કેમ ?

હજામને ચાબુક બહુ સખ્ત લાગવાથી, એકદમ બુમ પાડી ઉઠયો. અને કહેવા લાગ્યો. અરે ભાઇઓ. હુ અંગ્રેજી સારી રીતે જાણું છું. આ સાહેબ કહે છે કે મુખી ગધેડા છે. મતાદાર મુર્ખ છે, અને ગામ લોક લુચ્ચા છે. મેં કહ્યું સાહેબ ? તમારે એમ ન બોલવુ જોઇએ. ત્યારે સાહેબે કહ્યું કે ત્હારા જેવા સારા માણસને આ ગામમાં રહેવુ નહિ. ત્યારે મેં કહ્યું કે બૈરી છોકરાંને લઇને કયાં જાઊં ? ત્યારે સાહેબ ખીજાઇ ગયો અને મને કહ્યું કે તું આ ગામમાંથી ચાલ્યો ન જાય ! તો હુ ત્હને આમ ફટકાવીશ મુખી ? આ સાહેબ, બહુજ ઉદ્ધત છે. એમ કહી હજામ ચૂપ થઈ ગયો. અને થોડીવાર શાન્ત રહ્યો એ પછી મુખી તથા મતાદારને સાહેબ ઉપર બહુજ ખોટુ લાગ્યું, અને ગામ લોકોએ લુચ્ચા એ શબ્દ સાંભળતાંજ સાહેબ ઉપર હુમલો કર્યો ગેટમાંથી પોલીસ આવતાંજ હુલ્લડ શાન્ત પડયું. હજામ ભાઇને ત્યાં બોલાવવામાં આવ્યા. અને તેમની વિદ્વતાઇની પરિક્ષા થઇ એ પછી આજે પણ ગુજરાતી સાહિત્યમાં " વાવડી ચસ્કી " વગેરે ઘણાં ઘણાં લખાણો પ્રસિદ્ધ થયાં છે.

સાર એ છે જે કોઇ પણ કામમાં ખોટો ઠાઠ બતાવવો એ મુર્ખતાઇ ભર્યું છે.

---

## હુ તે ચાલીને જાઉ ? કે કુદીને જાઉ.

---

અમારા ગામ નજીક ધનસુરા ગામ છે. અને તે બ્રીટીશ હદનું છે. બ્રિટીશ અમલદારીથી ગામની હાલત સારી છે ત્યાં રેવન્યુ ખાતાની

એક ન્હાની ઑફીસ છે. જેમાં તલાટી અને તેમનો પટાવાળો રહે છે આજે તલાટીએ પટાવાળાને કહ્યું.

મીયાં ? તમારે અણીયાળી જવું જોઈ એ, અને જે કંઇ વસુલાત બાકી છે તે તાકીદ કરીને લાવવી. અને જે કોઇ ન આપે તેમને અહીં બોલાવી લાવજો. તે ગામનું નામ તો તમને યાદ રહેશે ને ?

મીયાં કંઇ જવાબ આપી શક્યા નહિ, એટલે તલાટીએ એક સોટી મંગાવી તેને અણી કહાડી આપી કહ્યું જે આ સોટીની અણી તમો યાદ રાખજો અને તેના આધારે તમો અણીયાળી જજો.

એ પછી મીયાં પટોભરાવી. એક હાથમાં દફતર અને એક હાથમાં અણીવાળી સોટી લઇ અણીયાળી તરફ રવાના થયા. કેટલીક વારે અણીયાળી નજીક આવી પહોંચ્યા એટલે એક નદી આવી. ચોમાસાનો દિવસ એટલે નદીમાં પાણી જોસ બંધ હતું. નદીને કાંઠે બેઠા મીયાં વિચાર કરવા લાગ્યા.

અરે ? મેં, ચલ જાઉ કે ટપ જાઉ ? ( હું ચાલીને જાઉ કે કૂદીને જાઉ ? )

એટલામાં કોઇ બીજાએ કહ્યું જે એ મીયાં ? જો તમો અંદર પડશો તો તણાઇ જશો આ નદીનું નામ વાંકી છે. તે તો તમે જાણો છો ને ! મીયાંએ કહ્યું.

" બાંકી પણ સરકારકા સિપાઇસે તો બાકી નહીને ? જરૂર મેં તો તપ જાઉગા ( કૂદીને જઇશ ) એમ કહેતાંજ મીયાંએ સોટીના આધારે જોસબંધ ઠેકડો માર્યો, સોટીને વજન લાગવાથી અણી ભાગી ગઇ એટલે મીયાં અણીયાળી એવુ નામ પણ ભૂલી ગયા, સાંજે પાછા ધનસુરા આવ્યા અને તલાટીને કહેવા લાગ્યા, " મેં ચલ જાઉ કે તપ જાઉ ? વો ગામતો આયા બી નહિ ? "

તલાટીએ કહ્યું, મીયાં! તમારે અણીયાળી જવાનું હતું ને? આ નામ ક્યાંથી લાવ્યા? તે સારૂ તો મેં તમને સોટીની અણી કહાડી આપી હતી, એ પછી મીયાંને યાદ આવ્યું ને જ્યારે મેં ઠેકડો માર્યો ત્યારે જરૂર અણી ભાગી ગઈ અને હું અણીયાળી નામ ભૂલી ગયો, બીજે દિવસે કાગળમાં લખી આપ્યું એ આધારે મીયાં અણીયાળી ગયા.

---

## એક કસાઈના હાથમાં સપડાઇ ગયલાં બકરી બકરો નિચે મુજબ વાતચીત કરવા લાગ્યાં.

જુઓ, આપણુ આ કસાઇના હાથમાં સપડાઇ ગયલાં છીએ. સવારમાં તો તે આપણુને મારી નાંખશે. માટે ગમે ત્યાં નાશી છુટવું. " બકરીએ બકરાને કહ્યું."

તું મૂર્ખી છે. જો—માણસ જાતના હાથમાંથી આપણુ છુટીશું તો વગડામાં પણ—સિંહ, વાઘ, વરૂ, આદીક હિંસક પશુઓ—નો ભય છે. જ્યાં જઇશું ત્યાં આપણા માથે તો કાળચક્ર ફર્યાંજ કરે છે. માટે અહીંથી નાશીને આપણે ક્યાં જવું? " બકરાએ જવાબ વાળ્યો—

ત્યાં હું ગમે તે યુક્તિ લડાવી—શકે આપણુ વાઘ—વરૂથી બચી જઈશું. " બકરીએ પ્રાણ રક્ષાની યોજના ઘડતાં જુવાબ વાળ્યો."

એવી રીતે બકરીના ઘણાજ આગ્રહથી અને તે સગર્ભા હોવાના કારણુથી બકરાને એ વાત માન્ય કરવી પડી. કોઇ ન જાણે તેમ ગુપચુપ તે બંન્ને પીંજરામાંથી સટકી ગયાં. દીવસ ઉગતાંતો તેઓ એક મોટા જંગલમાં આવી પહોંચ્યા. ત્યાં તેમના હાથમાં એક બોડ આવી, દીવસે ચારો ચરી રાત્રે તેઓ તે બોડમાં રહેતાં. એમ કરતાં

છમાસ, બાર માસમાં તો એઓને ચાર પાંચ બચ્ચાં પણ થયાં. એ બચ્ચાંઓના બેંબાટ—કલકલાટ—અને બકરી બકરાના આવરણ જાવરણ-થી એક વાઘ આવવા લાગ્યો. આજે બે દીવસ થયાં વાઘ બોડ ઉપર તલપી બેસી રહ્યો છે. અને બકરાંઓને ચારાને માટે પણ બહુજ દુઃખ પડવા માંડયું.

એ પછી બચ્ચાંઓએ બેં બેં કરવા માંડયું. બકરાએ એક યુક્તિ શોધી કહાડી અને તે વાઘ સાંભળે તેમ બચ્ચાંને કહેવા લાગ્યો.

મરો, તમે છાના રહો—જુઓ. હું હાથી મારી લાવ્યો, સિંહ મારી લાવ્યો દીપડો મારી લાવ્યો—વરૂ મારી લાવ્યો—આવાં આવાં જાનવરો મારી લાવ્યો. તોપણ તમો ભૂખ્યાંને ભૂખ્યાં? જરા તમો છાના રહો તો આ વાઘ બહાર આવ્યો છે. તેને અંદર ઘસડી લાવું.

આ સાંભળતાંજ વાઘ ભયભીત થઇ ગયો. અને બે પગ વચ્ચે પૂછડી ઘાલી ચાલવા માંડયું. આ જોઇ ઝાડ ઉપર બેઠેલા વાંદરાને હસવું આવ્યું. એ પછી વાંદરો વાઘને કહેવા લાગ્યો. અરે! તું તો મૂર્ખ છે. એતો બકરો છે ને તારા પંઝામાંથી છૂટવા તેણે એવી યુક્તિ રચી છે. અરે મૂર્ખ તું વાઘ થઇ એટલું પણ સમજ્યો નહિ. એ પછી વાઘ નિચે મુજબ કહેવા લાગ્યો.

ત્હારી વાત હું કેમ માનું જો વગર વિચાર્યો હું તેનાપર તલપ મારૂં ને કોઇ બીજુ પ્રાણી હોયતો મ્હારાતો બારજ વાગી જાયતો! તું તો કુંદકો મારી ઝાડ ઉપર ચ્હડી જાય—પણ હું કયાં નાશી જાઉં એ કહે છે કે હું સિંહ મારી લાવ્યો. હાથી મારી લાવ્યો. આવાં આવાં જાનવરો મારી લાવું. તોપણ ભૂખ્યાંને ભૂખ્યાં? માટે આ વાતમાં કંઇ પણ ઉંડો ભેદ હોવો જોઇએ. હું ત્હારી વાત માનતો એ પછી વાંદરો કહેવા લાગ્યો—

જો એમ હોયતો—ત્હારી પૂછડી મારી પૂછડી જોડે બાંધવી અને આપણ બંન્નેએ જવું પછી તો—હું નાશી છુટીશ નહિને. મારે તને બતાવવું છે કે એ બકરો છે.

આ વાત વાઘને ગમી અને તેણે પોતાની પુંછડી જોડે વાંદરાની પૂછડી જોસથી બાંધી લીધી બંન્ને મીત્રો બકરાની બોડ આગળ આવ્યા. તોપણ વાઘતો ભયનો માર્યો થરથરતો હતો. વાંદરો જેમ તેમ કરી બકરાની બોડ આગળ લાવ્યો એટલામાંજ—

સંકેત મુજબ બચ્ચાંઓએ રોવા માંડયુંઃ એટલે બકરો કહેવા લાગ્યો મરો—સાળાઓ, છાના રહો. હું હાથી મારી લાવ્યો, સિંહ મારી લાવ્યો. દીપડો મારી લાવ્યો, વરૂ મારી લાવ્યો. આવાં આવાં જાનવરો મારી લાવું. તોપણ ભૂખ્યાંને—ભૂખ્યાં. જો તમો છાના રહો તો ગઇ કાલેતો વાઘ એકલો હતો પણ આજેતો વાંદરો પણ તેની સાથે છે જો તમો છાના રહો તો તે બંન્નેને અંદર ઘસડી લાવું.

એમ સાંભળતાં વાંદરો હુક હુક કરવા લાગ્યો. પણ વાઘની પૂછડી સાથે બંધાયલો હોવાથી તે છુટાય તેમ નહોતું. વાઘ પણ ભયભીત થઇ બહુજ જોર કરવા લાગ્યો. "કૂતરૂ તાણે ગામ ભણીને શિયાળ તાણે શીમ ભણી" એમ વાત થઇ રહી. એમ કરતાં વાઘની પૂછડી છુટી ગઇ એટલે વાંદરો હુક કરતો ઝાડ ઉપર ચ્હડી ગયો. ને વાઘ જંગલમાં નાશી ગયો.

વાંદરાની પુછડીને ગુચ્છો થવાથી તેની ન્યાતના સૌ વિચારવા લાગ્યાં ને તેને પંક્તિ બહાર કરી દીધો—વાઘ બાંડો થવાથી તેની જાતવાળાએ પણ તેને પંક્તિ બહાર કરી દીધો.

સાર—એ છે જે કોઈ પણ વાતમાં યુક્તિ બહુજ ઉપયોગી ચીજ થઇ પડે છે.

# નવનીત બાપાને કહે છે.

## CO OUT બહાર જાઓ.

—(०)—

નવનીત બે Week વીક થયાં વિલાયતથી આવ્યો છે? ઑફીસમાં બેઠો ગેરીબલ્ટીનું જીવન ચરિત્ર અને કેટલીક બિભત્સ વાતો વાંચી રહ્યો છે. બહાર Here are sold the dogs, ( અહીંયા કૂતરાઓ વેચાય છે. એ નામનું પાટીયું મારી દીધેલું છે. ) અને દરવાજા પર ભૈયો દેનીસીંગ બેઠેલો છે. નવનિતને એક બે વખત ત્હેના બાપે દારૂના પીઠામાં જોયેલો છે. એટલે પિતાજી કાંઇક શિખામણ દેવા ઑફીસમાં આવેલા છે. બાપ અંગ્રેજી જાણતા નથી, અને નવનીતની વલણ પશ્ચિમાત્ય થઇ ગયલી છે. બાપાએ પ્રશ્ન કર્યો.

નવનીત? જો, આપણુ બ્રાહ્મણુ અને એવો વટાળ બોળ થાય! જવાબ મળ્યો—

Father? what do you mean? I can not like anything. It was best spirite you are old fool.

( પિતાજી? તમે શું ધારો છો? હું બીજી વસ્તુ પસંદ કરતો નથી, તે ઘણો જ ઊંચો દારૂ હતો તમને શું ખબર? તમે જંગલી જુના માણસ છો.

બાપ—ભાઇ? તારી માતાજી વૃદ્ધ થઈ હવે, મારી હયાતી પછી ત્હારે તેણીની સેવા કરવી.

જવાબ મળ્યો—yes! I know she is old cat.

( હા, હું જાણું છું કે તે ઘરડી બિલાડી છે. )

બાપ—દીકરા? આપણુ બ્રાહ્મણુ એટલે ત્હારે તો સંધ્યા તિલક કરવું જોઇએ.

દીકરો—I can not like long point and red couler
 (હું લાંબુ લીટી જેવું તિલક પસંદ કરતો નથી. તેમ મને રાતો રંગ ( કુંમ કુંમ ) પણ પસંદ નથી.
બાપ—ભાઇ ? ત્હારી અંગ્રેજી બોલી હું સમજતો નથી. માટે આપણી ભાષા બોલવી જોઇએ.
જવાબ—you are old fool it is our languege.
 ( તમે ઘરડા મૂર્ખ છો, તે અમારી ભાષા છે. )
 નવનીત ? આ પાટલુન કહાડી નાખવું જોઈએ. અને ધોતીયું પહેરવું.
 It ls our dress I can not like Dhotra you are old fool an ass.
 ( તે અમારો પોષાક છે મને ધોતીયું પસંદ નથી તમે જુના જંગલી ગધેડા છો. )
 જો ભાઇ ? હવે તો ત્હારી વહુને લાવી ન્હારે જુદા રહેવું.
 I can not like her she is not lady. I want some Beauties.
 ( હું તેણીને પસંદ કરતો નથી, કારણ તે મડમ નથી, હું કેટલીક સુંદરીયોને પસંદ કરૂં છું. )
 "વળી પિતાજીએ કંઇક આગળ કહેવા માંડયું. એટલામાં નવનીતનો મગજ ફરી ગયો." અને કહેવા લાગ્યો.
 Father ? my health is not wealth, go out ?
 ( પિતાજી ? મ્હારૂ મગજ બરાબર નથી તમો બહાર જાઓ.)
 તો પણ પિતાજીએ કહ્યું:—ભાઇ ? શિખામણની વાતમાં એમ કેમ ?

જવાબ મળ્યો—you are fool (તમે મૂર્ખ છો.)

વળી બાપા કંઇ કહેવા જતા હતા એટલામાં મગજ ફરી ગયો, નવનીતે બૂમ મારી, ડેબીસીંગ? ડેબીસીંગ?

દેવીસીંગ બ્હાર બેન્ચ પર ઝોકાં ખાતો હતો, અને તે અંદર આવ્યો. જી? હજુર?

યે ગદ્દેકુ ઇધરસે હઠાઓ?

સાંભળતાંજ દેવીસીંગે હાથ પકડી તિર્થરૂપને બહાર ખેંચી કહાડયા. એ પછી ઘણુા વરસે અહીંની રીતભાતમાં આવતાં નવનીત સુધરી ગયો છે અને હાલ સૌ ત્હેને નવનીતરાય કહીને બોલાવે છે. ત્હેના પિતા ઇઝીચેર (આરામ ખુરશી) માં બેઠા, હું ભાગ્યશાળી છું એમ વિચાર કરે છે, અને પાછળની વાતો નવનીતને યાદ દેવડાવતાં નવનીત શરમાઇ જાય છે.

---

## ભગાભાઇની વાતો

---

આજે ભગાભાઇને અમદાવાદ જવું છે, તેઓ સ્ટેશન ઉપર આવ્યા છે ટીકીટ ઓફીસ આગળ તેમનો નંબર છેલ્લો હતો. એટલે ભગાભાઈ ખીજાઇ ગયા, અને માસ્તરની આગળ લઢવા લાગ્યા.

એ માસ્તર–ટીકીટ આપતો હોયતો આપની? પૈસા રોકડા કલદાર ગણી લેવા અને એક ફાતરા જેવી ટીકીટ આપવી. તેમાં પણ આટલી પતરાશી?

માસ્તર બહુજ સારા માણુસ હતા, તેઓએ એ વાત હસી કહાડી ભગાભાઇને સૌના પહેલાં ટીકીટ આપીએ પછી ભગાભાઇ સ્ટેશનમાં દાખલ થયા, કે ટીકીટીકીને જોવા લાગ્યા કે કોઇ ટીકીટ

વગર તો અંદર ઘુસી જતો નથીને? પાંચદશ મિનીટમાં તો ગાર્ડે સીટી કરી એટલે ગાડી ઉપડવા માંડી, એકદમ ભગાભાઈ દોડયા. અને જૂની માફક ગાર્ડને વળગી પડયા. ગાર્ડે હડસેલો માર્યો—પણ ભગાભાઇથી છુટાય એમ નહોતું. એ પછી ગાડી ઉભી રહી એટલે સ્ટેશન માસ્તર આવ્યા—તેમને ભગાભાઇ કહેવા લાગ્યા.

આ માણુસ ટીકીટ વગર ચડી બેઠો—વળી બીજા બેચાર માણુસ તો પેલુ હાકવાનું (અંજીન) છે એમાં ચ્હડી બેઠા છે. એ તો ઠીક કીધુ કે—મે—બરાબર નજર રાખી થોડીવારમાં તો તે કૂદકો મારી અંદર ચડી બેસતો હતો. પણ મેં જોરથી પકડી રાખ્યો—માસ્તર સાહેબ? આ માણુસ સાહેબ જેવો છે. અને કેવાં ધોળાંધબ લુગડાં પહેર્યાં છે. એવો સારો માણુસ થઇ ફોકટ ગાડીમાં બેસે એ કેમ પાલવે—વિગેરે વિગેરે.

આ પ્રસ્તાવ સાંભળી સ્ટેશન માસ્તર તથા ગાર્ડને બહુજ હસવું આવ્યું—એ પછી ભગાભાઇને સમજાવી ગાડીમાં બેસાડયા—ભગાભાઈ અમદાવાદ ઉતર્યા—અને એક હોટેલમાં મુકામ કર્યો.

એ પછી હોટલવાળાએ ભગાભાઇની આગળ ચહા લાવી પીવાને કહ્યું—એટલે ભગાભાઇ કહેવા લાગ્યા. અરે ભાઈ? હું દૂધ વગર બીજી ચીજ પીતો નથી આને તો હું ગધેડીના મૂત્ર બરાબર સમજુ છું. કેટલાક સારા માણુસોને ભગાભાઈની આ વાત પસંદ પડી વિચાર કર્યો કે માણુસ જૂનો છે. પણ તેનામાં રીતભાત સારી છે.

બીજે દીવશે શુક્રવાર હતો એટલે ભગાભાઈ ગુજરી જોવા ત્રણ દરવાજે ગયા ત્યાં એક હાથી વેચાવા આવેલો હતો. આસપાસ ઘણું માણુસોનું ટોળું મળેલું હતું. એક રાજાને તે હાથી લેવો હતો. એટલે રાજાજી ત્યાં હાથીની પરિક્ષા કરતા હતા. ભગાભાઇને આ મોટું જંગી

જનાવર જોતાં નવાઇ લાગી. તે જાનવરની કેટલીક હકીકત જોવા ભગાભાઇ તેની પ્રદક્ષિણા કરવા લાગ્યા.—

એ ચાર પ્રદક્ષિણા પછી હાથીના માલીકે વિચાર કર્યો, આ કોઇ પરિક્ષક માણસ હોવો જોઇએ. અને વખતે મારા હાથીમાં કંઇ ખોડ કહાડશે. તો રાજા હાથી લેશે નહિ. એ કારણથી ભગાભાઇને એક બાજુપર બોલાવી માલીકે ગુપચુપ રૂપિયા પાંચસો પાંચશોની બે નોટો આપતાં કહ્યું ભાઇશ્રી—તમો મારા હાથીની હમણા કંઇપણ ખોડ કહાડશો નહિ. ભગાભાઇ કહેવા લાગ્યા. તારા હાથીની ખોડ મોટી છે, અને આ કેટલા રૂપિયા—નોટોને હું ઓળખતો નથી મને રોકડા કલદાર જોઇએ. તરતજ માવતને મોકલી હાથીના માલીકે તેમને રૂા. ૧૦૦૦) ગણી આપવા કહ્યું છેવટે ભગાભાઇને કહ્યું તમો રૂપિયા લઇને જજો. પણ મારા હાથીની ખોડ કહાડશો નહિ. ભગાભાઇ ગયા પછી રાજાજીએ પાંચ હજારમાં તે હાથી રાખી લીધો. એ પછી રૂપિયા મુકામપર મૂકી પાછા ભગાભાઇ હાથી પાસે આવ્યાને તેને આજુબાજુ ફરી ટીકી ટીકી જોવા લાગ્યા. પગ જોયા, માથુ જોયું, બે પગના વચમાં જોયું પૂછડું જોયું, પણ ભગાભાઇની નજરમાં કાંઇ વાત બેઠી નહિ. રાજા હાથીને લઇ ગયો. એ પછી હાથીના માલીકે ભગાભાઇને પૂછયું—

પટેલ? કહોતો ખરા—મારા હાથીમાં શી ખોડ હતી?

ભગાભાઇએ, આશ્ચર્ય જનક જુવાબ વાળ્યો—અરે ભાઇ તારા હાથીની ખોડ કાંઇ કહી શકતો નથી. એક આગળ પૂંછડું એક પાછળ પૂછડું ત્યારે એ ખાતો હશે કયાં! અને એનુ મોઢુ કઇ બાજુએ. હુંતો ધારૂં છું કે જે ન્હાનું પુછડું હતું ત્યાંજ એનું મોઢું હોવું જોઇએ.

મારે તો એ વાત રાજાજીને કહેવી હતી. પણ—રૂપિયાની વાત મને યાદ આવે છે. એટલે કાંઇ કહી શકતો નથી. એ પછી હાથીના

માલીકને બહુજ પસ્તાવો થયો. ભગાભાઇની પાસે રૂપિયા માગ્યા, ત્યારે ભગાભાઇ ઉંહુ ? ઉહું-(ના-ના) કહેવા લાગ્યા. છેવટે ભગાભાઈ એ દીવસ અમદાવાદ રહી રૂપિયા લઇ ઘેર ગયાને સૌ ખુશી થયા. પટલાણીએ બેચાર ભેંસો વધારે લઇ ઘરનો ઠાઠ ઠીક વધાર્યો.

સાર એ છે જે કોઇ પણ વાતમાં, ચાલાકી વાપરતાં શિખવું એ ભવિષ્યના સુખનું સાધન છે.

---

## ગર્ધવસેન મરી ગયા

એક ગોબાચંદ્ર નામનો રાજા હતો. તેનો હેબાચંદ્ર નામનો મંત્રી હતો. તેના રાજ્યમાં દિવસને રાત અને રાતને દિવસ માનવાનો રીવાજ હતો. એક વખત એવું બન્યું કે એક મોદીને ત્યાં ધોબી આવ્યો. મોદીએ ધોબીને પૂછ્યું. ભાઇ ? દાઢી મૂછ કેમ મૂડાવ્યાં! એ સાંભળતાંજ ધોબી ડબડબ આંસુ એ રોવા લાગ્યો. અને કહ્યું. ગર્ધવસેન મરી ગયા. ધોબીના ગયા પછી મોદીએ વિચાર કર્યો. ગર્ધવસેન કોઇ રાજ્યનો અધીકારી હોવો જોઇએ હું રાજ્યનો મોદી છું એટલે મારે પણ મૂછતો મૂડાવવી જોઇએ. થોડીવાર થઈ એટલે મોદીની દુકાને દરબારી પટાવાળો આવ્યો. પટાવાળાએ મોદીને કહ્યું. ભાઇ આમ કેમ દાઢી મૂછ કેમ બોડાવ્યાં. મોદીએ કહ્યું-ઘણોજ દીલગીરછું-ગર્ધવસેન ગુજરી ગયા—

એ પછી પટાવાળાએ વિચાર કર્યો આપણે પણ દાઢીમૂછ બોડાવવાં જોઇએ. મંત્રીએ પટાવાળાની દાઢી મૂછ બોડાયલાં જોયાં એટલે પૂછ્યું. મીયાં-આમ કેમ ? મીયાંએ જવાબ વાળ્યો. સાહેબ ? ગર્ધવસેન ગુઝર ગયા-આ સાંભળી કારભારી તથા મંત્રીએ પણ-દાઢી મૂછ બોડાવ્યાં રાજાએ કારભારીને પૂછ્યું. તમોએ દાઢી મૂછ કેમ

બોડાવ્યાં. એ પછી મંત્રી કહેવા લાગ્યો સાહેબ ? બહુજ દીલગીર
કે ગર્ધવસેન ગુજરી ગયા. રાજાએ વિચાર કર્યો. આપણા ઉપર પ
અંગ્રેજી રાજ્ય સમૃદ્ધિવાન છે. માટે–ગર્ધવસેન પણ કોઈક રાજ્ય
અધિકારી હોવાં જોઈએ. વિચાર કરતાં રાજાએ હજામને બોલા
ત્યાંજ દાઢી મૂછ બોડાવી નાંખ્યાં, એ પછી રાજા મહેલમાં ગ
એટલે રાણીએ પૂછ્યું, રાજાજી આમ કેમ ? દાઢી મૂછ કેમ ઉતરાવ્ય
રાજા કહેવા લાગ્યા. રાણીજી ? બહુજ દીલગીર છું કે ગર્ધવસે
ગુજરી ગયા. રાણી ભયભીત થઇ કહેવા લાગી. મહારાજાએ ગર્ધ
સેન કોણ હતા ? અને એમની સાથે આપણુને શો સંબંધ હતો
રાજાએ ઉત્તર વાળ્યો. હું એ વાતમાં કાંઇ જાણુતો નથી. તે વાત
મંત્રી જાણે એ પછી રાણીએ મંત્રીને બોલાવી પૂછ્યું. ત્યારે મંત્રીએ
કહ્યું મને તેમાં કંઈ ખબર નથી તે વાત કારભારી જાણે, એ પછી
કારભારીને બોલાવ્યા. કારભારીએ કહ્યું હું તેમાં કાંઈ જાણતો નથી તે
વાત દીવાનજી જાણે, એ પછી દીવાનજીએ કહ્યું. મને તેમાં કાંઇ ખબર
નથી તેતો કોટવાળે મૂછ બોડાવી એટલે મેં પણ બોડાવી–કોટવાળે–
મહમદ પટાવાળો બતાવ્યો અને પટાવાળે મોદી બતાવ્યો–ને મોદીએ
ધોબી બતાવ્યો, એ પછી ધોબીને રાણીએ પૂછ્યું. કે ગર્ધવસેન કોણ
હતા ? ધોબી ત્યાં ડબડબ આંસુએ રોવા લાગ્યો. અને કહેવા લાગ્યો
હે રાજાજી–હે રાણીજી–ગર્ધવસેન મારો પ્રાણથી પણ વહાલો ન્હાને
બચ્ચું કહો સુંદર ગધેડો હતો. ને તે રોજ કપડાં લઇ જતો લાવતો
એ મારો સુંદર ગધેડો મરી ગયો. એમ સંભાળી સંભાળી ધોબી
બહુજ રોવા લાગ્યો–એ પછી રાજાજી–મંત્રી તરફ જોવા લાગ્યા
એટલે મંત્રીએ કારભારી તરફ જોયું અને કારભારીએ નિચુ જોયું.

---